## શમસુલ ઓલમા દસ્તુરજી સાહેબ
## પેશુતનજી બેહરાંમજી શનજાણા—ઉમર વરસ ૭૦





**જનમ્યા**—રોજ ૧૪ મો ગોસ માહા ૧લો ફરવરદીન શેનશાહી સને ૧૧૯૯ ય૦, તા૦ ૧૫ મી અકટોબર સને ૧૮૨૯ ઇસવી ને વાર ગરેઉ.

**ગુજર્યા**—રોજ ૧૩ મો તીર માહા ૪થો તીર શેનશાહી સને ૧૨૬૮ યઝદેજરદી તા૦ ૨૬ મી ડીસેમબર સને ૯૮ ના૦ શામે.

# શમસુલ ઓલમાં દશતુરજી શાહેબ પેશુતનજી બેહરામજી શંજાણાનું જનમ ચરિત્ર.

---

યજદેજરદી સને ૧૨૬૮ નાં વરશે મુંબઇનાં જરથોશતીઓનાં શેહેનશાહી પંઠનાં બંને વડા દશતુરજીઓનો આંકો લાવી મેલ્યો છે; એ બનાવ જરથોશતી કોમના બાબમાં ખરેજ દલગીરી ભરેલો છે. એ વરશની શરૂઆતમાં પેહલા ફ્રરવરદીન મહીનાના મોહોર રોજે એક દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેરજી જામાસપઆશાનું મરણ નીપજવા પછે, માત્ર ત્રણ માશની ટુક મુદતમાં બીજા દશતુરજી શાહેબ પેશુતનજી બેહરામજી શંજાણા પણ આ દુન્યાથી ઉઠાગરી કરી ગયા છે, એમ જણાવતાં મોટો ખેદ ઉપજે છે.

શમસ–ઉલ–ઓલમાં દસ્તુરજી સાહેબ પેશોતનજી બેહેરામજી સંજાણા, જેઓ શેહેનશાહી ટોળાના પારસીઓના દસ્તુર હતા, અને જેઓ વાડયાજીના આતશબેહેરામ સાહેબની દસ્તુરી ભોગવતા હતા, તેઓ કેટલાક મહીના થયા લકવાના મરજથી હેરાન થતા હતા, જેમાંથી તેમને બહુ અછી માવજત અને વઇદક સલાહની મદદથી સાજા કરવામાં આવયા હતા. પણ તેમને લાગુ પડેલી બીમારીથી, તેમનાં શરીર ઉપર કેટલીક માઠી અસર થઇ હતી, અને તેથી દસ્તુરી દરજ્જાની રૂયે બજાવવા પડતાં કામોમાંથી દુર રેહેવાને અને તનની આસાએશ તથા મનની નીરાંતમાંજ દહાડા કહાડવાને તેમના વઇદક સલાહકારોએ તેમને સલાહ આપી હતી. આ સલાહ માનય કરીને મરહુમ દસ્તુરજી સાહેબ કેટલોક વખત થયો વાડયાજીનાં આતશબેહેરામને લગતાં કામકાજમાં બહુ ઉમંગી ભાગ લેવાથી દુર રહયા હતા, તેમજ બીજાં જાહેર કામો સાથનો પણ તેઓએ પોતાનો સંબંધ છોડયો હતો. તોપણ વાડયાજીનાં આતશબેહેરામની ગઇ સાલગ્રેહને દીવસે તેઓએ જાહેરમાં દેખાવ આપવાની એક છેલ્લી તક લીધી હતી. તે પછે, મરહુમ દસ્તુરજી સાહેબ ગઇ તા૰ ૧૮ મી ડીસેમ્બર ૧૮૯૮ અને રવીવારને દીવસ સુધી સારી તનદરોસ્તી ભોગવતા હતા, પણ એ દીવસે તેમને પીશાબ થતી અટકી ગઇ હતી, અને તે ઉપરથી તેમની સારવાર માટે આનરેબલ ડાકટર ભાલચંદર અને ડાકટર માસીનાને બોલાવવ માં આવયા હતા. તે બંને ડાકટરોએ વઈદક વીદયા જે કાંઇ કરી શકે તે સઘળું કરયું હતું, પણ પીશાબના ફુકકાપર સોજો ચહડયાથી ડાકટરોના ઇલાજ કારગર થઈ શકયા નહી હતા, અને અંતે રોજ ૧૩ મો તીર માહા ૪ થો તીર સને ૧૨૬૮ યજદેજરદી, તારીખ ૨૬ મી ડીસેમ્બર ૧૮૯૮ ને વાર શોમની રાતના દશ વાગતા પછી મરહુમ દસ્તુરજી સાહેબે પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કીધો હતો. તેઓએ ગયા ફ્રરવરદીન મહીનાના ગોશ રોજે પોતાનું ઓગણોતેરમું વરસ પુરું કીધું હતું, અને સીતેરમું વરસ તેમને ચાલતું હતું. તેમનાં મરણથી પારસી ટોળાએ એક વીદવાન અને બાહોશ દસ્તુર ખોયા છે. તેમનાં બોહોળાં કુટુંબ પરીવારમાં તેમજ દોસ્ત આશનાવોમાં તેમનાં મરણની ખબરે થોડી દલગીરી અને ગમખારી ફેલાવી નહી હતી.

મરહુમ દસ્તુર પેશોતનજીનો જનમ રોજ ૧૪ મો માહા ૧ લો શેહેનશાહી સને ૧૧૯૯ યઝદેજરદી, તા૰ ૧૫ મી અકટોબર ૧૮૨૯ ઇસવી અને વાર ગરેઉને દીને થયો હતો. એવણ મરહુમ દસ્તુર એદલજી દારાબજી સંજાનાના કાકાના દીકરાના દીકરા એરવદ શાપુરજી તેમુલજી સંજાનાના દીકરા હતા, પણ દસ્તુર એદલજીના ભાઇ મરહુમ દસ્તુર બેહેરામજી દારાબજી સંજાનાના પાળક થવાથી તેમનાં નામ સાથે ઓળખાતા હતા.

# દસ્તુર પેશુતનજી બેહરામજીનું જનન ચરાત્ર.

દસ્તુર પેશુતનજીનાં વડીલ સંજાણા દશતુરોની થોડીક જાણવા જોગ વીગતો અ જણાવવી ઉપઓગી છે:—

દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાણાના બપાવા સુરતના કાબેલ "શેહર ઉસ્તાદ" દસ્તુર રૂસ્તમજી બેહરામજી સંજાણા યજદજરદી, સને ૧૦૮૮ માં સુરત ખાતે જનમયા હતા. ઇસવી ૧૩ મી સદીમાં, એટલે નજદીક ૬૫૦ વર્ષ આગમજ, થઇ ગયલા ભગર સાથ પંઠના નવસારીના પેહેલા દસ્તુર હોમ બેહમનયાર સંજાણાની ઓલાદથી તેવણુ ઉતરેલા હતા. આ દસ્તુરજીની વંશાવળીની વિગત નીચે પ્રમાણે પુરાની કેતાબોમાં મલી આવે છે:–

દસ્તુર એદલ બીન દસ્તુર દારાબ બીન દસ્તુર રૂસ્તમ બીન દસ્તુર બેહરામ બીન મોબેદ દાદા બીન ઉસ્તા સોહરાબ બીન મોબેદ માણેક બીન મોબેદ પેશોતન બીન ઉસ્તા જીવા બીન મોબેદ શાએર બીન દસ્તુર ચાંદા બીન દસ્તુર આસ્દીન બીન દસ્તુર માહયાર બીન દસ્તુર ફરેદુન બીન દસ્તુર હોમ બીન મોબેદ બેહમનયાર બીન મોબેદ ખોરશેદ બીન દસ્તુર બેહમનયાર બીન દસ્તુર બોજરતા બીન દસ્તુર ખુશમસ્તા બીન દસ્તુર નેરયોસંગ બીન મોબદ દહયોપટ ( તે અવસ્તા તથા પેહલવી ભાષાના વિદ્વાનોને જાણીતા, યજશને, ખુરદેહ અવસ્તા, જંદે બેહમન યશ્ત, શેકન ગુમાની વજાર, મીનોખેરદ, ઇત્યાદી પુસ્તકોનો પાજંદ અને સંસ્કૃત ભાષામાં તરજુમો કરનાર, સંજાણા ખાનદાનના વિદ્વાન દસ્તુર નેરયોસંગ ધવલ. )

દસ્તુર નેરયોસંગ ધવલની પાંચમી પેહડીનો નબીરો દસ્તુર હોમ બેહમનયાર હતો. આસરે ઇસવી સને ૧૩ મી સદીમાં નવસારીને લગતાં પંથકના ભાગ્યા તરીકે મોબેદ કામદીન જરથોશ્ત અને તેવણુના બે દીકરાઓ રાણા કામદીન અને મોબેદ કામદીન હતા. પોતાના પંથકનું કામ વધવાથી, તેમજ એક કાબેલ મોબેદની મદદની જરૂર પડવાથી, સંજાણના દસ્તુરી ખાનદાનમાંથી ઉપર જણાવેલા નવસારીના મોબેદોએ દસ્તુર હોમ બેહમનયારને પસંદ કીધા હતા, જેવણુને અરધો ભાગ પંથકમાંથી આપવાનું કબુલ કરીને, તેઓએ સંજાણથી નવસારી ખાતે બોલાવી રાખ્યા હતા. ત્યાર પછી દસ્તુર હોમ બેહમનયારના દીકરા, દસ્તુર ફરેદુન ઉપલી શરતે નવસારીના પંથકમાં ભાગ્યા થયા હતા. પોતાના દસ્તુરી ઓધાને લગતું કીરયા કામ દસ્તુર ફરેદુન હોમ, રાણા કામદીન (કાકા પાહલન) અને મોબદ કામદીને (કાકા ઢંપાલે) નીચે પ્રમાણે વેંહચી લીધું હતું. પેહલાએ (યાને દસ્તુર ફરેદુન હોમે) "પેહલે પતેત માંડવી, નાવર મરાતબનો હોકમ આપવો, નાવરનો પેહેલો દીવસ કરવો, અને અનજુમનના દફતર રાખવાં"—બીજાએ "હમાયસ્તે બેહાંન પઢાવવી"—અને ત્રિજાએ "નીરંગદીન અને આલાતનો કબજો રાખવો."

દસ્તુર ફરેદુન હોમના ત્રણ છોકરાઓ હતા, જેઓએ પોતાના બાપના ગુજરવા પછી તેવણુના હકો પોતે વેંહચી લીધા હતા. તેઓમાં દસ્તુર આશા ફરેદુન પેહલાં પતેત માંડતા હતા; દસ્તુર માહયાર ફરેદુન ( દસ્તુર એદલજી દારાબજી સંજાણાના વડવા ) નાવર મરાતબનો હોકમ આપતા હતા, અને નાવરનો પેહલો દીવસ કરતા હતા; અને દસ્તુર ચેહરરવા ( ચાંદા ) ફરેદુન અનજુમનના દફતરો રાખતા હતા. ( જુઓ " પારસી પ્રકાશ " સફો ૩ જો અને, " આતશ બેહરામે દેશાઇ ખોરશેદ " સફો ૧૪૦ મો. )

દસ્તુર એદલજીના વડવા દસ્તુર રૂશતમજી બેહરામજીના બપાવા, એરવદ દારાબ બીન સોહરાબ, નવસારીમાં પીંડારાઓની ધાડ પડવાના સબબથી કંટાલીને નવસારીથી પોતાના કુટુંબ સાથે સુરત જઇ વસ્યા હતા.

દસ્તુર રૂસ્તમજીના બાપ બપાવા નજુમ અને જયોતીશના એલમમાં પ્રખ્યાત થયલા હતા. પણ દસ્તુર રૂશતમજીએ જયોતીશ શાસ્ત્ર ઉપરાંત અવસ્તા, પેહલવી, પાજંદ, અરબી અને ફારસી એલમ પોતાની જાતી મેહનત અને કુશેશથી હાંસેલ કીધો હતો. એ નામાંકીત વિદ્વાન સુરતના " શેહર ઉસ્તાદ " નાં નામથી મશહુર થયેલા હતા, અને તેવણુની મદદ મેલવવાને ગામેગામથી ઘણાએક દસ્તુરજાદાઓ સુરત જઇ વસ્યા હતા. આએ દસ્તુરજીના શાગેર્દો તરીકે નિચે જણાવેલા દસ્તુરોએ અવસ્તા અને પેહલવીનો અભ્યાસ હાંસલ કીધો હતો.

૧, સુરતવાલા વડા દસ્તુર કાવસજી બીખાજી.—૨–૩, નવસારીના દસ્તુર સોહરાબજી રૂસ્તમજી મેહરજીરાણાંના દીકરાઓ કાવસજી તથા રૂસ્તમજી સોહરાબજી.–૪, દસ્તુરજી સોહરાબજી રૂસ્તમજી કુમાના.—૫–૬, દસ્તુર રૂસ્તમજીના દીકરાઓ નવરોજજી તથા દારાબજી.–૭, એવણુના ભત્રીજા દસ્તુર સાપુરજી માણેકજી સંજાણા—અને ૮–૯, એવણુના નબીરાઓ દસ્તુર તેહમુરજી નવરોજજી સંજાણાં તથા દસ્તુર એદલજી દારાબજી સંજાણા હતા.

મરહુમ દસ્તુર રૂસ્તમજીએ ઉપલા શાગેર્દોને દીનનો એલમ શિખવવા ઉપરાંત વંદીદાદ સાહેહનાં ૫૧ દફતર પોતાને હાથે લખ્યાં હતાં, અને બીજા અવસ્તા તથા પેહલવી અને ફારસી પુસ્તકોની નકલો કીધી હતી. ખુરદેહ અવસ્તા સાથે બાવીસ યસ્તનું પુસ્તક ફારસી મેનાઓતો સુધાં ગુજરાતી અક્ષરે ઈ. સ. ૧૭૭૮ ના સાલમાં તેવણે શેઠ ધનજીભાઇ મનચેરજી રેડીમનીને માટે પેહલવેહલું લખ્યું હતું; તથા ખુરદેહ અવસ્તા અને હાદોખ્ત નુસ્કના લખાણુનો ફારસીમાં તરજુમો કીધો હતો. ઇ. સ. ૧૭૬૫ માં નવસારીના આતશબેહરામની કીરયા કરાવવામાં તેવણે મદદ કીધી હતી. ( જુઓ, " પારસી પ્રકાશ " સફો ૭૪ મો).

દસ્તુર રૂસ્તમજીના દીકરા, દસ્તુર નવરોજજી રૂસ્તમજી સંજાણા, પોતાના બાપની પછી જરથોસ્તી એલમના શિક્ષક તરીકે જાણીતા થયા હતા. તેવણુના શાગેર્દોમાંના બે જણા દસ્તુરી દરજ્જો ભોગવવાને લાયક થયા હતા. તેઓ દસ્તુર ફરામજી અસ્પંદયારજી રબાડી અને નવસારીવાલા દસ્તુર રૂસ્તમજી નોશેરવાંનજી મેહરજીરાણાવાળા હતા. ખોરદેહ અવસ્તાનો પેહલવી ઉપરથી ફારસી જબાનમાં દસ્તુર નવરોજજીએ તરજુમો કીધો હતો.

દસ્તુર નવરોજજી રૂસ્તમજી સંજાણાના કાબેલ દીકરા દસ્તુર તેહમુરજી ઇસવી સને ૧૭૬૮ માં જનમ્યા હતા, અને ૧૮૩૨ માં રેહમત પામ્યા હતા. તેવણુ પોતાના જમાનામાં સુરત ખાતે જરથોસ્તી દીનના વખણાયેલા વિદ્વાન હતા, અને તેવણુના હાથ હેઠળ– ૧, સુરતવાળા દસ્તુર કેખસરૂ દાદાભાઇ–૨, રૂસ્તમપરાં ખાતેના દસ્તુર ખોરશેદજી બરજોરજી દારાબ પાહળનના–૩, નવસારીવાળા દસ્તુર કેરશાસ્પજી કાવસજી તથા દારાબજી કાવસજી મેહરજીરાણા તથા કેટલાક સુરત શેહરના મોબેદો તથા બહેદીનો જંદ પહેલવી ભાષા શિખ્યા હતા, જેઓમાં શેઠ ખરશેદજી કોહીઆર એક આગેવાન શાગેર્દ હતા. આએ દસ્તુર સાહેબે યજશ્ને, વંદીદાદ, ખોરદાદ તથા બેહરામ યસ્તોનો અને " જેહાંગીર નામા " નો ગુજરાતીમાં તરજુમો કીધો હતો.

સને ૧૧૨૦ યજદજરદીમાં મરહુમ શેઠ ખરશેદજી તેહમુરજી દેશાઇએ નવસારી ખાતે આતશબેહરામ સાહેબ તખ્તનશીન કીધા, ત્યારે દસ્તુર આસા ફરેદુનથી પોતાના ખાનદાનને ઉતરતો આવેલો પતેત માંડવાનો દસ્તુરીનો હક પોતે દેશાઇ થવાથી પોતાના બનેવી દસ્તુર સોહરાબજી રૂસ્તમજી મેહરજીરાણાને શેઠ ખરશેદજી દેશાઇએ બક્ષેશ આપ્યો હતો; જે મજકુર દસ્તુર સોહરાબજીની એલતેમાસથી ઉપલાં નવસારીના આતશબેહરામ સાહેબની સઘલી પાક કીરયા દસ્તુર રૂસ્તમજી બેહરામજી સંજાણા અને તેવણુના ભાઇના દીકરા, જાણીતા ફારસી શાએર દસ્તુર શાપુરજી માણેકજી સંજાણાના* ઉપરીપણા હેઠલ ફતેહમંદી સાથે પાર પડી હતી; જે આતશબેહરામ પરઠવાનો હેવાલ દસ્તુર શાપુરજી સંજાણાએ ફારસી બેતોમાં લખેલો હાલ મોજુદ છે, અને નવસારીની તવારીખના સંબંધમાં તે ઘણો ઉપયોગી છે. (જુઓ "પારસી પ્રકાશ," સફો ૨૫૧ અને ૧૦૧.)

ઉપલી હકીકત ઉપરથી જાણીતું છે કે, નવસારી, સુરત અને મુંબઇના શેહેનશાહી પંથના ત્રણે આતશબેહરામોના પાક કેબલાઓની કીરયા સંજાણા ખાનદાનના કાબેલ દસ્તુરોનાં ઉપરીપણાં હેઠલ થઇ હતી; અને ગયાં બસો વર્ષના અરસામાં મુંબઈ, ઉદવાર, નવસારી તેમજ સુરતના ઘણાક જાણીતા દસ્તુરોએ સુરતના અને મુંબઇનાં માનવંત સંજાણા દસ્તુરોના ચેલાઓ તરીકે પોતાના પાક જરથોશતી મજહબ અને કીરયાની તાલીમ લીધી હતી.

---

* દસ્તુર શાપુરજી સંજાણા ઇસવી સને ૧૭૫૩ માં સુરતમાં જનમ્યા હતા, અને ૧૮૦૫ માં મુંબઇ ખાતે મરણ પામ્યા હતા.

ઇસવી સને ૧૮૧૬ માં મી૦ જે. એ. પોપ નામના અતરેના એક ઇંગ્રેજ વિદ્વાને "અરદાએ વિરાફ" નામનાં એક કદીમ પુસ્તકનો તરજુમો ઇંગ્રજી કવિતામાં લનડન ખાતે છપાવી પ્રગટ કીધો હતો, તેમાં એ ઇંગ્રેજી કવી દસ્તુર સાહેબ એદલજી દારાબજી સંજાણાએ તેને આપેલી મદદની વખાણ કરતાં પોતાના દીબાચાની સેવટે લખી ગયો છે કેઃ– "I cannot conclude without offering my best thanks to *Edil Daroo*, that learned and benevolent Priest, by whose means I was enabled to make the translation."

ઇ. સ. ૧૮૪૦ માં દસ્તુર સાહેબ એદલજીએ "મોન્જેજાતે જરથોસ્તી" નામની કેતાબ છપાવી હતી, તેની સેહ્ત કરતાં ડાકટર જાન વીલશન પોતાના "Parsi Religion" ના જાણીતા ગ્રંથમાં સફે ૯ મે લખે છે કેઃ—It has been composed agreeably to the "orders" and at the expense of Sir Jamsetjee Jeejeebhoy . . . It is scarcely of a controversial nature, though it states, in the Preface, that it has been composed to aid the followers of the "Good Faith" in their discussions with the *Juddin*, or Gentiles, which have for some time been proceeding. Unlike the *Tálim-i-Zartusht*, it speaks without disguise, and in general without perversion; and in many places it is opposed to that work. Its exposition of the principles of Zoroastrianism is pretty copious. . . He seems to a considerable extent to have excaped the untoward march of intellect. It is to his credit that he has preserved his temper throught his work.

ઇસવી સને ૧૮૩૬, તા૦ ૧ લી મારચ, અને રોજ ૧૭ મો માહ ૬ ઠો સને ૧૨૦૫ યજદેજરદીને દીને મુંબઈ મધે મોટે કોલાબે મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇએ પોતાના બપાવા શેઠ મેહરવાનજી જીજીભાઈની નઇયતે એક દરેમેહર બંધાવી તેમાં આદરાનસાહેબને તખતનશીન કીધા હતા. એ દરેમેહેર તથા આદરાંનની કીરયા દસ્તુર સાહેબ એદલજી સંજાણાના ઉપરીપણા હેઠલ થઇ હતી. જશનની કીરયા પુરી કીધા પછી દસ્તુર સાહેબે ફારસી બેતો મરહુમ શેઠ જીજીભાઇને અર્પણ કીધી હતી.

ઈસવી સને ૧૮૪૪ તા૦ ૨૯ મી નવેમબર, અને રોજ ૩ જો માહ ૩ જો સને ૧૨૧૪ યજદેજરદીને દીને પુના ખાતે મરહુમ નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહલા બેરોનેટ સાહેબે પોતાના પુંણને માટે બંધાવેલી દરેમેહર તથા આતશઆદરાન સાહેબની સરવે કીરયા મુંબઇનાં મરહુમ શેઠ હોરમજી વાહડીઆજીની આતશબેરાંમનાં બરશનુંમ તથા આલાતથી, અને મરહુમ દસ્તુર સાહેબ એદલજીની સલાહ મુજબ થઈ હતી, તે શુભ ટાંકણે ફારસી બેતોમાં લખેલું માનપત્ર મરહુમ અકાબર સર જમશેદજીને દસ્તુર સાહેબ એદલજીએ અર્પણ કીધું હતું.

**મરહુમ દસ્તુર પેશોતનજી બેહેરાંમજી સંજાણા** પોતાના મરહુમ બાવા દસ્તુર બેહરામજી દારાબજી સંજાણાનાં મરણ પછી સને ૧૮૫૭ માં વાડયાજીનાં આતશબેહેરામના દસ્તુર થયા હતા, અને પારસી ટોળાનો બહુ વગવાળો અને એક મોટો ભાગ તેમને પોતાના દસ્તુર તરીકે માનતો હતો. વાડયાજીનાં આતશબેહેરામની દસ્તુરી ધરાવવા ઉપરાંત, સર જમશેદજી જીજીભાઈ

જંદ અને પહેલવી મદરેસાના તેઓ પ્રીનસીપાલ હતા, અને એ મદરેસાને સારા પાયા ઉપર લાવવા તથા ઉપયોગી બનાવવા માટે તેઓએ પોતાની શકતીનો બહુ સારો ઉપયોગ કરયો હતો. જે કેટલાક ભણેલા એરવદો આજે પારસી ધરમને લગતાં ગ્યાનમાં કોમ વચે કાંઇક નામ કહાડવાને શકતીવાન થયા છે, તેઓ સઘળા મરહુમ દસ્તુરજી સાહેબના ચેલા થતા હતા. તેમનું જંદ પહેલવીનું ગ્યાન ઊંચા પ્રકારનું હોવાથી યુરોપ ખંડનાં જાણીતા આલમાઓ વચે તેઓ બહુ માન ધરાવતા હતા, અને પારસી ધરમને લગતી બાબતો વીષે તેમની મારફતે પુછપરછ ચલાવવાને વેસ્ટ, સ્પીગલ, હાઉગ, ફ્યુરર અને દારમસ્તેટ જેવા વીદવાનોને થોડી ખુશહાલી ઉપજતી ન હતી. મરહુમે પોતાની જીંદગી દરમીયાન પારસી ધરમને લગતી બાબતો ઉપર કેટલાંક પુસ્તકો અને રેસાલાઓ લખયા છે, જે માં તેમનું "પેહેલવી વયાકરણ" અને "દીનકરદ કેતાબનો તરજુમો" બહુ અગતનાં પુસ્તક લેખાય છે. પારસીઓમાં ધરમ અને નીતીનો ફેલાવો કરવા માટે તેઓએ ૧૮૬૯ માં "યજદાં પરસ્ત" પત્ર ને મરહુમ મીં૦ નસરવાનજી દોરાબજી આપઅખતીઆર સાથે મળીને જનમ આપયો હતો, જેના વડા અધીપતી તરીકેનો ઓધો કેટલોક વખત સુધી મરહુમ દસ્તુરે ચલાવયા પછી, ચોકસ સબબોને લીધે તેમને તે ઓધો છોડવો પડ્યો હતો. તેમની વીદવતા અને બાહોશી માટે નામદાર સરકારે તેમને ઇસવી સને ૧૮૮૯ નાં નવાં વરશને તાંકણે શમસ-ઉલ-ઓલમાંનો ખેતાબ બખશયો હતો, જે ખેતાબનો જભો અને સનદ તેમને એનાયત કરવા માટે માજી ગવરનર લાર્ડ રૈએ તા. ૧૨ મી મારચ ૧૮૯૦ ને દીને મુંબઇના કાઉનસીલ હોલમા એક ખાસ દરબાર ભરી હતી. એ સનદની નકલ નીચે મુજબની છે:-

**SANAD.**

To

Dastur Dr. Peshotan Behramji Sanjana, Principal of the Sir Jamsetji Zend and Pehlvi Madressa, in Bombay.

I hereby confer upon you the title of Shams-ul-ulama as a personal distinction.

Fort William, Lansdowne

The 1st January 1889. Viceroy and Governor General of India.

SEAL

OF THE

SUPREME GOVERNMENT

OF

BRITISH INDIA

MDCCCXXXI.

વલી મરહુમ દસ્તુરજી પેશુતનજીને સને ૧૮૮૬ નાં આગસ્ટ માસમાં જરમનીની ટુબીંગેન યુનીવરસીટી તરફથી એમ. એ. યાને " માસ્તર આવ આરટશ " અને પી. એચ. ડી. યાને " ડાક્ટર આવ ફીલાસોફી " ની માન ભરી પડવીઓ આપી હતી; જેની લેટીન ભાષાની સનદ પણ નીચે મુજબની છે:-

QVOD DEVS OPTIMVS MAXIMVS FELIX FAVSTVMQVE ESSE IVBEAT
AVGVSTISSIMO ET POTENTISSIMO DOMINO

**CAROLO**

**REGE WÜRTTEMBERGIAE**

RECTORE VNIVERSITATIS MAGNIFICO

OTTONE DE FRANKLIN

REGII ORDINIS CORONAE WÜRTTEMBERGICAE PRIMAE CLASSIS EQVITE
REGII ORDINIS BORVSSICI AQVILAE RVBRAE IN QVARTA CLASSE QVITE
MAGNI BADENIAE DVCIS ORDINIS LEONIS ZARINGICI PRIMAE CLASSIS EQVITE
IVRIS VTRIVSQVE DOCTORE PROFESSORE PVBLICO ORDINARIO
VENIAM LARGIENTEEA QVA POLLET POTESTATE A REGE CONCESSA
CANCELLARIO VNIVERSITATIS MAGNIFICO

GVSTAVO DE RÜMELIN

Regiorvm Ordinvm Fridericiani Crvce Magna Insignito Coronae Württembergicae Commendatore
Ivris Vtrivsqve Philosophiae Scientiae Politicae Doctore Regi a Consiliis Pvblicis Collegii
Statistici Praeside Honorario
FACVLTATIS PHILOSOPHICAE DECANO SPECTATISSIMO

EDVARDO SIEVERS

PHILOSOPHIAE DOCTORE LITTERARVM GERMANICARVM PROFESSORE PVBLICO ORDINARIO
AMPLISSIMVS PHILOSOPHORVM ORDO
IN REGIA VNIVERSITATE EBERHARDINA CAROLINA TVBINGENSI
DOMINVM

PESHVTAN BEHRAMJI SANJANA

INTER PERSAS BOMBAI DEGENTES SVPERIORIS ORDINIS SACERDOTEM
Virvm Doctrina Insignem Librorvm Pahlavicorvm Editor u Et Interpretem Peritissimvm

QVI

COLLEGIS NOSTRIS VOLVMINA AVESTICA LVBENS SVPPED ITAVI
DOCTOREM PHILOSOPHIAE ET ARTIVM LIBRALIVM MAGISTRVM
HONORIS CAVSSA CREAVIT CREATVMQVE
HOC DIPLOMATE RENVNTIAVIT
EIDEMQVE OMNIA IVRAET PRIVILEGIA CVM DOCTORIS GRADV CONIVNCTA CONFERT

---

TVBINGAE

SVB MAIORE FACVLTATIS PHILOSOPHICAE SIGILLO
DIE XXII MENSIS IVLII ANNI MDCCCLXXXVI.

GIGILLUM TESTATUR
EDUARDUS GIEVERS
H. T. DECANUS.

દશતુર પેશોતનજી બેહરામજી શંજાણાએ સને ૧૮૪૩ ઇસવીથી હમણા સુધી કરેલાં કામોની યાદીઃ—

સને ૧૮૪૩ માં મરહુમ દશતુર અસ્પંદીઆરજી ફરામજી રબાડીનાએ છપાવી પરગટ કરેલી ઇજશને બા માંએનીનાં પુશતક ઉપર 'યજદાંપરસ્ત' ને નામે મરહુમ શેઠ નવરોજજી ફરદુનજીની મારફતે જામે જમશેદમાં મોહટી તપાસ ભરેલી તકરાર ચલાવી હતી.

સને ૧૮૪૪ નાં વરસમાં શુદરેહ કુસ્તી બાંધવાનો તરીકો પાદશાહ જમશેદથી ઈરાંનમાં ચાલુ થયો હતો તે ઉપર અવસ્તા—પેહલવી અને ફારસી કેતાબોના દાખલા બતલાવીને સાબેત કરયું હતું. અને તકરાર કરનાર તરીકે 'બારીકબીન યજદાંપરસ્ત' નું નામ રાખ્યું હતું.

સને ૧૮૪૮ માં 'વજર કરદે દીની' નામનું પેહલવી પુશતક જામે જમશેદ છાપાખાનામાં પેહલવી ટાઇપે હીન્દુસ્થાન ખાતે પેહલવેહલ્લું છપાવી પરગટ કરયું હતું.

સને ૧૮૫૨ તથા ૫૩ માં રાસ્ત ગોફતારનાં પત્રમાં જરથોશતીઓને નીરંગ લેવાની સાહમે થયલાં લખાણોના જવાબ 'વજરેઅન હોમાઇ' તથા 'દયનપાસદારીએ વજરેઅન હોમાઇ' એવાં બે ચોપાનીઆંમાં અવસ્તા પેહલવી અને ફારસી કેતાબના દાખલાથી આપીને બાંમદાદને વખતે નીરંગ લેવાનું ફરમાન સાબેત કરી આપયું હતું.

સને ૧૮૫૩ માં હાજી આબાદના પાહડ ઉપર કોતરાએલી તથા નકશે રૂસ્તમ નામના પાહડ ઉપર કોતરાએલી પેહલવી તખતી તથા કેટલા એક પેહલવી સીકકા ઉકળાવીને તે વખતે પ્રગટ થતાં શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીની કલમથી લખાયલાં 'જગત પ્રેમી' નામનાં ચોપાનીઆમાં પ્રગટ કરાવયાં હતાં. અને મુંબઇની રાયલ એશીઆટીક શોશાયટીમાં પણ રજુ કરયાં હતાં.

સને ૧૮૫૩ માં "કારનામે અરથશતર પાથકાન" નામનાં પેહલવી પુશતકનો ગુજરાતી તરજુમો કરીને 'જગત પ્રેમી' નામના ચોપાંનીઆમાં શેઠ સોહરાબજી શાપુરજીની મારફતે છપાવી પ્રગટ કરયો હતો.

૧૮૫૫ માં "રાહે રાસ્તનુમાંય જરથોસ્તીયાન સભા" રાહનુમાય માજદીયસનાન સભાની સામે ઉભી થઇ, તેના એવણ નાયબે સરનશીન થયા હતા.

સને ૧૮૫૬ માં "હેકાએત ફરેવરદેગાન" યાને મુક્તાદના દીવસોમાં અશો રવાંનોને લગતી શું ક્રીરીઆ કરવી જોઈએ તેને લગતાં તકરારી તરણ ચોપાંનીઆં ગુજરાતીમાં જામે જમશેદ છાપાખાનાંમાં છપાવી પ્રગટ કરયાં હતાં.

સને ૧૮૬૧ માં રાહનુમાએ માજદીઅસનાંન સભાની તરફથી "પારસીઓ એક ખોદાને માનનારા છે" તે ઉપર એક ભાષાંણ આપયું હતું.

સને ૧૮૬૩ ના વરસમાં નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની ખાહેશથી 'તફસીરેગાહ ગાહંબાર' હેવે નામનું એક નાહલું પુસતક ગાહંમબારની બાબત ઉપર લખીને નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહલ્લા બેરોનેટને ખરચે જામે જમશેદ છાપાખાંનામાં છપાવી પ્રગટ કરયું હતું.

તા૦ ૪ થી મારચ ૧૮૬૩ ને દીને મરહુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટની યાદગારી રાખવા સારૂં ઉભી કરેલી જરથોસ્તી મદરેસા ઉઘડી, ત્યારથી તે પોતાના મરણ સુધી એવણ તે મદરેસાના વડા શીક્ષાગુરૂ હતા.

૧૮૬૪ ની તા૦ ૧ લી ફેબરવારીએ મુંબઈ મધે વસતીની ગણતરી લેવામાં આવી હતી, તેની એક દીવસ આગમજ યાને તા૦ ૩૧ મી જાનેવારીએ દસ્તુર પેશુતનજીએ શેઠ હોરમસજી વહાડયાવાળાં આતશબેહેરામમાં વસતીની ગણુતરીના ફાયદા બાબે એક વાયજ જરથોશતીઓ સનમુખ કરી હતી,

સને ૧૮૬૪ માં સર જમશેદજી 'ત્રાંશલેશન' ફંડને હીસાબે પારસી પંચાતના તરસ્ટી સાહેબો તરફથી દસ્તુરજી જરથોશત બેહરાંમે ફારસી બેતની ભાષામાં લખેલાં પુશતકનો ગુજરાતીમાં નોટ સાથે તરજુમો માંગયો હતો તેને લગતા ત્રણુ રેસાલા ટરસ્ટી સાહેબો ઉપર મોકલવામાં આવયા હતા તેમાથી દસ્તુર પેશોતનજીનો લખેલો રેસાલો કમીટીએ પસંદ કરીને રૂ ૫૦૦) નુ ઇનામ આપયું હતું.

સને ૧૮૬૫ માં શેઠ નશરવાનજી મનચેરજી કાંમાના ધરમખાતાંને હીસાબે "જરથોશતી ધરમ શું છે તથા એ ધરમ કેવો ઉત્તમ છે" તે ઉપર રૂ ૫૦૦ નાં ઇનામનો એક રેસાલો લખ્યો હતો. અને બીજા તૈયાર રેસાલાઓની સાથે સરખાવીને કમીટીએ દશતુર પેશોતનજીનો રેસાલો પસંદ કરયો હતો અને ઉપલાં સાલમાં તે છપાવી પરગટ કરયો હતો.

સને ૧૮૬૫ માં 'જરથોશતીઓની ખોદાપરસ્તી' ઉપર એક ભાષાંણુ મરહુમ શેઠ હોરમશજી બહમનજીનાં આતશબેહરાંમની સાલગરેહનાં જશનની મીજલમાં આપયું હતું અને તેના ચોપાનયાં નામદાર શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઇના આસરાથો જામે જમશેદમાં છપાઈને પ્રગટ થયાં હતાં અને તે જરથોશતી ટોલામાં મુફત વેંહેંચવામાં આવયાં હતાં.

સને ૧૮૬૫ માં જુદદીન સાથે જરથોશતીઓએ બેસીને ખાવાની તથા જુદદીન ઓરત સાથે જરથોશતીને પરણુવાની તકરાર રાસ્ત ગોફતાર પત્રમાં ઉઠી હતી તેનો જવાબ જરથોસ્તી દીનમાં તેમ કરવાની મનાઇ સાથના દાખલાઓથી 'યજદાંપરસ્તને' નામે જામે જમશેદના તે વખતના નયુશમાં આપયો હતો અને દસ્તુર પેશોતનજીને મલતું મત ડાકટર હાઉગે પણુ આપયું હતું જે મત તે વેળાનાં જામે જમશેદમાં પ્રગટ થયલું છે.

સને ૧૮૬૫ માં જરથોશતીઓને સારૂ સરકાર તરફથી ધારા બંધાવી મંગાવવા સારૂ જરથોસ્તીઓને સારૂ ધારા બાંધનારી કમીટીના સેકરેટરી શેઠ નવરોજી ફરેદુનજી તથા શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીએ દીનને લગતા સવાલો લખીને તેના દીનની કેતાબોની દલીલ સાથે જવાબ મંગાવયા હતા, તે એક રેસાલાના આકારમાં લખી મોકલ્યા હતા. તેમાં દસ્તુર પેશોતનજીએ એ ટીપ સઘળા પ્રકારે પસંદ રાખી, પણુ સાળા યા સાળીની છોકરી સાથે (યાને ફુવા અથવા માસા સાથે) પરણુવાની બંધી કરવાની સુચના કરી હતી.

સને ૧૮૬૫માં જરથોસ્તીઓને લગતા ભલા વીચાર ઉપર એક ભાષાંણુ મરહુમ શેઠ હોરમજજી વાડીઆજીના આતશબેહરાંમની સાલગરેહ ઉપર કરયું હતું.

સને ૧૮૬૭ માં મરહુમ દસ્તુર એદલજી દારાબજી જામાસ્પ આસાનાનું બનાવેલુ એક પુસ્તક તેઓના નબીરા દસ્તુરજી જામાસ્પજી મીનોચેરજીએ પ્રગટ કરયુ હતું તે પુશતકમાં મરહુમ દસ્તુર એદલજીએ નવસારીના ભગર સાથના મોબેદોમાં થતી કેટલીએક ખામીઓ બતાવી છે. તે બાબતોમાં ગાથાના દીવસોમાં સંફદારમદ મહીના પઢવા સારૂ મજકુર દસ્તુરે આપેલા પઢવાની વીરૂધમાં "તફસીરેગાહે ગાથાની" નામનું અવસ્તા પેહલવી—ફારસી કેતાબોના દાખલા બતલાવીને તથા પોતાનાં મતની તરફેન યુરોપ ખંડના કાબેલ વીદયાર્થીઓનાં પુશતકમાંથી તેઓનાં મત ટાંકીને એકસોથી વધારે સફાનું એક પુશતક દસ્તુર પેશુતનજીએ છપાવી જરથોસ્તીઓમાં મુફત વેહચયું હતું.

૧૮૭૦ ના માર્ચ માસમાં નામદાર મહારાણી વીકટોરયાનો બીજો પુત્ર ડયુક ઓફ એડીનબરો મુંબઈ આવયો, તેની મુલાકાત દસ્તુર પેશોતનજીએ લઇ, પારસીઓના મોબેદોની તરફથી જંદ અને પહેલવીમાં એક એડરેશ ભેટ આપયો હતો.

સને ૧૮૭૧ માં પેહલવી વ્યાકરણનું ૪૦૦ સફાનું પુશતક દફતર આશકારા પ્રેસમાં છપાવી પ્રગટ કરયું હતું. આએ પુશતક નેકનામ શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઈને અરપણ કરયું હતું.

સને ૧૮૭૪ માં 'દીનકર્દ' નામની પેહલવી કેતાબનો ગુજરાતીમાં તરજુમો કરીને સર જમશેદજી જીજીભાઈ ત્રાસલેશન ફંડના આસરાથી સને ૧૮૭૪ માં તેનું પહેલું, ૧૮૭૯ માં બીજું, ૧૮૮૧ માં ત્રીજું, ૧૮૮૩ માં ચોથું, ૧૮૮૮ માં પાંચમું અને ૧૮૯૧ માં છઠું દફતર છપાવીને પ્રગટ કીધું છે.

સને ૧૮૮૧ નાં સાલમાં જુદદીનનાઓને પેટનાઓને શુદરહે પેહેરાવવા તે વેલા તેઓની ચયેલી અનઘટટી ક્રીયાની વીરૂધ દીનના ફરમાનને લગતું 'નીરંગે જવીદ દીનાંન' એવે નામનું એક ચોપાંનયું ગુજરાતી અવસ્તા તથા પેહલવી અને ફારસી પુશતકોના દાખલા સાથે છપાવીને જરથોશતીઓમાં મુફત વેહચયું હતું. અને તેવા શુદરો પેહેરેલાવોને પોતાને અસ્તકનાં વાહાડીઆજીવાળાં આતશબેહેરાંમમાં આવવાની મના કરી હતી.

૧૮૮૩ માં મરહુમ શેઠ હોરમસજી વહાડયાના આતશબેહેરામના બોયના નાણાં બંધી જે મુકદમો હાઈ કોરટમાં નીકળયો હતો તેમાં મરહુમ દસ્તુરજીએ મોટો ભાગ લીધા હતો, અને આટલાં બધા વરસનો રીવાજ ફેરવી પોતાના આતશબેહેરામ મધે આથોરનાનેના ફરઝંદોને નાવર મરાતબ કરવાનો તેના ત્રસટીઓ સાથે ઠરાવ કરયો, અને એ ઠરાવ પોતે પોતાના બે નબીરાઓ એરવદ રૂસતમજી તથા દીનશાહજી એદલજી સંજાનાને ફેબરવારી માસમાં અત્રે નાવર મરાતબ કરી અમલમાં લાવ્યા. આ ઊપરથી મુંબઈમાં વસનારા તમામ ભગર સાથના મોબેદોએ વહાડયાજીના આતશબેહેરામથી છુટા પડી કોટની મરહુમ માણેકજી શેઠની દરેહમેહેરમાં નવો વરસીયો તથા નીરંગદીન કરી તેવડે યોજદા થરેગરીનું કામ ચલાવવાનું શરૂ કરયું. આ ઉપરથી દસ્તુર પેશોતનજીએ આગેવાની લઇ નવસારી મધે મુંબઈના મરહુમ હોરમસજી વહાડયાના આતશબેહેરામને લગતા મોબેદોની મદદ અને આશરાને માટે એક આદરયાનની દરેહમેહેર બંધાવી પરથાવી હતી. તે દરેહમેહેરની સામે નવસારીના દસ્તુર મોબેદોએ વાંધો લઇ ત્યાંની મુનસફ કોરટમાં મુકદમો માંડયો હતો અને મુનસફ કોરટે તે દરેહમેહેર નવસારીમાંથી ખસેડવાનો હુકમ આપયો હતો. તે ઉપર વહાડયાજીવાળાઓએ વડોદરાની વરીસ્ટ કોર્ટમાં અપીલ કરી હતી. ત્યાંથી પણ અગીઆરી ખસેડવાનો હોકમ થયો હતો. એ બાદ વહાડયાજીનાં આતશબેહેરામમાંથી નીકળી ગયલા મોબેદો માટે ત્યાં પાડોશમાંજ ગયે સાલ મરહુમ દસ્તુર જામાસ્પજીની આગેવાની હેઠળ નવું આતશબેહેરામ બંધાયું છે. એ આતશબેહેરામ બંધાવાની તથા તેની થયલી ક્રીયાની વીરૂધમાં મરહુમ પેસ્તુનજીએ એક ખાસ ચોપાન્યું રચ્યું હતું અને તેમા એવું જણાવ્યું હતું કે એ મકાનની ક્રીયા દરોબસ્ત થયેલી નહી હોવાથી મુંબઇમાં મરકી વીગેરેનો ફેલાવો થવા પામ્યો હતો, પણ તે બોલવું ઘણાઓને નાપસંદ જેવું લાગું હતું.

સને ૧૮૮૬ માં અન્દરજે આતરેપાત મારસ્પદાન અન્જેસાઈગાંન માદીગાને ચતરંગ અને અન્દરજે ખુસરો એકવાતાન એ નામના પેહલવી ચાર રેસાલાઓનો ગુજરાતી તથા ઈંગરેજી તરજુમો દફતર આશકારા પ્રેસમાં છપાવી પ્રગટ કરયો છે.

સને ૧૮૮૮ માં શેઠ હો૦ વાડીઆનાં આતશબેહરાંમની સાલગરેહને દહાડે 'મજદીઅસની જરથોશતી દીન ઉપર એતેકાદ રાખવાની ખુબી' ઉપર કરેલાં ભાષાંણનું ચોપાનયું છપાવી પ્રગટ કરયું હતું.

સને ૧૮૮૮ માં પાક મજદીઅસની જરથોશતી કલામો વીશે શેઠ હોરમજી બ૦ વાડીઆજીનાં આતશબેહરાંમની સાલગરેહને દીને આપેલાં ભાંશાણનું ચોપાંનયું.

સને ૧૮૯૦ માં "દર એક જરથોશતીએ ભલા વીચારવાલા બેહમનને પોતાનાં દીલમાં રાખવાની જરૂર અને બુરી બુધ્ધીવાલા અકામનને પોતાથી દુર કરવાની ફરજ" ઉપર આપેલા ભાષાંણનું ચોપાંનયું.

સને ૧૮૯૧ માં "આરમઇતિ અને તરોમઇતિ-યાને નમનતાઇ અને મગરૂરી" ઉપર આપેલા ભાષાંણનું ચોપાનયું.

શર જમશેદજી જીજીભાઈ જરથોશતી મદરેશાના છેલા વારશીક મેલાવડામાં નામદાર સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટે ભાશાંણ કરતાં મરહુમ દસ્તુરજીનાં બાબમાં હેવું કહી શંભલાવ્યું હતું કે:—આ ખાતાંના મરહુમ વડા શીક્ષક સમશુલ ઓલમાં દસ્તુરજી સાહેબ પેશોતનજી બેહેરામજી સંજાના એમ. એ., પી. એચ. ડી., નાં મરણની નોધ આ ખાતાંનાં રીપોટમાં લેવાઈ છે. મરહુમ દસ્તુરજીએ ૩૫) વર્ષની લાંબી મુદત સુધી મેહેનત લઇ એ ખાતામાં કેળવણી આપવાનું કામ કેટલીક મુશ્કેલીઓ વચ્ચે ચાલુ રાખ્યું હતું. એ મુશ્કેલીઓ એક નવું ખાતુ ચલાવવાની હતી. આવા પ્રકારનાં નવાં ખાતાંઓ ચલાવવામાં શરૂઆતમાં કેટલીક મુશ્કેલીઓ ઉભી થાય છે, કારણ કે શરૂઆતમા આવા ખાતાંઓ એક અખતરા સમાન હોય છે. મરહુમ દસ્તુરજીએ શરૂઆતનાં અખતરાના તબકકાથીએ ખાતાં સાથ પોતાનો સંબંધ શરૂ કરી જીંદગીનાં છેડા સુધી તે ઉમંગ અને ઉલટ સાથે જારી રાખ્યો હતો. એવણ સાહેબનાં મરણથી પારસી ટોળાએ એક ભણેલા દસ્તુર ખોયા છે અને આ ખાતાંએ પોતાનાં કાબેલ વડા શીક્ષક ખોયા છે.

એ રીતે મુંબઇના એક ધણા પાકત અને ૪૦) વરસ સુધી શારી બાહોશીથી દસ્તુરી ચલાવેલા મરહુમ દસ્તુરજીની કારકીરદીની તમામ વીગતો પુરી થઇ છે, તે ઉપરથી વાંચનારાઓને મરહુમ દસ્તુરજીની બાહોસી અને દરેક કામ ધણી સંભાલથી કરેલાંની ગુહાઇ મલશે. મરહુમ દસ્તુરજી ધણાજ પવીત્ર દીનઅગાહ અને પારસી ટોલાંને ધણા ઉપયોગી થઇ પડે તેવા વીદ્વાન હતાં, એમનાં મોહતથી પારસી ટોલાને ખરેજ મોટી ખોટ ગઇ છે.

**પાયદશતની ક્રીયા**—મરહુમ દસ્તુર પેશોતનજીના રવાનને અવલમંજલ પહોંચાડવાની ક્રીયા ગુજરવાની બીજે દીવસે યાને ગોશ રોજ તીર માસે મરનાર દસ્તુરજીનાં ચરનીવાડી તરફના મકાનમાં કરવામાં આવી હતી. મરનારને સેવટનું માન આપવા માટે અ થોરનાનો તથા બેહેદીનોની મોટી સંખ્યા લગભગ ૧૫૦૦ માણસો, ધર આગળ એકઠાં થયાં હતાં. ધોબીતળાવના જાહેર રસતા ઉપર ખુરસીઓ ગોઠવી તેમને બેસવાની સગવડ કરી આપવામાં આવી હતી. એ ક્રીયામાં ભાગ લેવાને સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સર જેહાંગીર કાવસજી રેડીમની, દસ્તુર ડાકટર હોશંગ જામાસપ, દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાના, દસ્તુર ખરશેદજી બેજનજી સુરતવાળા, દસ્તુર કાવસજી નશરવાનજી, મી૦ જમશેદજી નશરવાનજી તાતા, મી૦ જીજીભાઇ ફરામજી પીટીટ, | મી૦ નશરવાનજી અરદેશર વહાડયા, મી૦ જાલભાઇ અરદેશર શેઠના મી૦ જમશેદજી બમનજી વાહડયા, તેમજ આલબ્લેસ, પીટીટ, કામા, પદમજી, બનાજી, મોદી, વગેરે ખાનદાનોના નબીરાઓ જણાતા હતા. પાયદસ્ત ૪ાા કલાકે કહાડવામાં આવી હતી. તે વખતે ત્રામ તથા ગાડી ધોડાનો આવજા બંધ કરવામાં આવયો હતો. અથોરનાનો તથા બેહેદીનોની મોટી સંખ્યા મરનારની લાશ પાછળ ડુંગર તરફ ગઇ હતી.

**ઉઠમણાની ક્રીયા**—મરહુમ સમશુલ ઓલમાં દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાનાના ઉઠમણાની ક્રીયા રોજ ૧૫ મો માહા ૪ થો શેહેનશાહીને દીને પાછલા પોહોરના ચરનીવાડી મધેના વહાડયાજીના આતશબેહેરામના મકાનમાં થઇ હતી, જે વેળાએ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ ઉપરાંત અથોરનાનો અને બેહેદીનોની મોટી સંખ્યા હાજર થઇ

હતી. ઉઠમણાની કીરયામાં લગભગ ૧૫૦ આથોરનાનોએ ભાગ લીધો હતો, જેઓમાં દખણના વડા દસ્તુર હોશંગ જામાસપ, સુરતવાળા દસ્તુર રૂસતમજી જમશેદજી, કામાબાગવાળા દસ્તુર નશરવાનજી જમશેદજી જામાસપઆસાના, સુરતવાળા દસ્તુરજી કાવસજી નશરવાનજી, કલયાણીવાળા દસ્તુર દારાશાહ રૂશતમજી સંજાના, દસ્તુર ડોસાભાઇ સોરાબજી મેહેરજીરાણા, દસ્તુર શાપુરજી મનચેરજી ઈછાપોરયા, દસ્તુર ખુરશેદજી બેજનજી, દસ્તુર બમનજી રૂસતમજી મુલ્લાંફીરોઝ, એરવદ એદલજી પેશોતન સંજાના, એરવદ દારાબ પેશોતન સંજાના, એરવદ રૂસતમજી એદલજી સંજાના વગેરે હતા. ખોરશેદ મેહેરની નયાએશ પુરી થવા પછી, એરવદ દારાબ પેશોતન સંજાનાએ વચોવચમાં બેઠક લીધી, જેવણના ડાબા હાથ ઉપર એરવદ એદલજી પેશોતન શંજાણા તથા જમણા હાથ ઉપર દસ્તુર ખુરશેદજી બેજનજી બીરાજયા હતા. એરવદ રૂસતમજી એદલજી સંજાના તેઓની સામી બાજુએ બેઠા હતા. પંચાયતવાળા મોબેદ રૂસતમજી કાંગાએ જણાવયું કે નાયબ દસ્તુરજી સાહેબ દારાબજી પતેત માંડો સાહેબ, નામ દસ્તુર પેશોતનજી. એરવદ દારાબજીએ ઉઠીને પોતાના મરહુમ મુરબીજીની પતેત માંડવાને પોતાના વડા ભાઇ એરવદ એદલજીને ફરમાસ કરી હતી, જે તેવણે સવીકારી હતી. બાદ એરવદ એદલજીએ પોતાના ભાઈ એરવદ દારબજીને "ગાથ" ભણાવી હતી.

**મરહુમ દસ્તુરજીનું નામ જાહેર કીરયાઓમાં લેવાની દરખાસ્ત.**-સુરતવાળા દસ્તુર રૂસતમજી જમશેદજીએ જણાવયું કે, આજની ગંભીર મીજલસમાં એક દરખાસ્ત કરવાની દલગીરી ભરી ફરજ મારે માથે આવી પડી છે અને મારી ખાતરી છે કે, હાજર રહેલા આથોરનાન તથા બેહેદીન ભાઈઓ મારી તે દરખાસ્ત સાથ મળતા થશે. ખોદાની મરજીથી છેલ્લા થોડા વખતમાં આપણામાંથી ઘણાક નામાંકીત પુરસો તથા બાઇઓ આ જેહાનમાથી રૂહાગરી કરી ગયાં છે. પ્રથમ તો આપણા માનવંત હીંદી ઉમરાવ ત્રીજા સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં અકાળ મરણથી આપણે એટલા શોકમાં આવી પડયા હતા કે જેની દલગીરી હજી આપણાથી ભુલાઈ ગઇ નથી. તેવણ પછી ડા૦ બહાદુરજી, જેવણને લોકરક્ષક કહો કે જીવરક્ષક કહો, તેવણના મરણથી જરથોસ્તી ટોળાંને નહી પુરાવ એવી ખોટ ગઇ છે. તે પછી સખાવતે બહાદુર બાઈ દીનબાઈ પીટીટ, જેવણ "ગરીબોનાં માબાપ" તરીકે ઓળખાતાં હતાં, તેવણ બેહસતનશીન થયાં તે દલગીરીભરી મોત. તેવણ પછી અશો ખસલતના દસ્તુરજી સાહેબ ડા૦ જામાસપજીના મોતથી જરથોસ્તીઓમા કાંઈ થોડો ગમ નથી ઉપજયો. હાલ દસ્તુર પેશોતનજીના મરણ માટે આપણ ખેદ બતાવયે છીયે, જે ભલા દસ્તુરે આ પાક મકાનની દસ્તુરી ૪૦ વરસની મુદત સુધી ફતેહમંદીથી ભોગવી હતી, જે દરમયાન તેવણે ઘણાક 'લરનેડ' (વીદવાન) મીત્રો ભેગા કરયા હતા. એક સાએરનો કોલ છે કે અગર તું બાદશાહોનો બાદશાહ હોય તો પણ આ દુનીયામાં ફના અને ફના વાસ્તેજ છે. મરહુમ દસ્તુરજીની કારકીરદીનો હેવાલ આપણા પારસી તવારીખનવેશ શેઠ બહમનજી બેહરામજી પટેલે આજે જણાવયો છે, જે વીશે વધુ નહી બોલતાં હું તમને જણાવું છું કે શેઠ બહમનજી પટેલના તે હેવાલથી તમારે વાકેફ થવું. દસ્તૂર પેશોતનજીની વીદવતા અને અવસ્તા પેહેલવી ભાશાનાં ગ્નાનની તારીફ કરી, ડાકટર હોગે મરનારની કરેલી સીફત ટાંકી બતાવી દસતુર રૂસતમજીએ દરખાસત કરી કે મરહુમ નેક ખસલતી દસ્તુરજી પેશોતનજીનું નામ, તમામ યોજદાથરેગરીની કીયાઓમાં તેમજ ધુપ નીરંગમાં અશો નર નારીઓની માળા છે તેમાં ઉમેરવું અને તેવણનું નામ તમારા ઘરમાં હમેશ જાળવી રાખવાને હું તમો દસ્તુરજી સાહેબો, આથોરનાન તથા બેહેદીન સાહેબોને અરજ કરું છું. મરનાર હુમત, હુખત અને હુવરશત; મનશની, ગવશની તથા કુનશનીના "પ્રીનસીપલો" પ્રમાણે ચાલતા હતા તથા ચાલવાને

બીજાઓને આગ્રહ કરતા હતા. દાદારની દરગારમાં હું દુવા ગુજારૂં છું કે પરવરદેગાર તેવણુનાં રૂહને જીનતગુજીનની સારી જગા બક્ષે. ઉપલી દરખાસ્તને કલ્યાણીવાલા દસ્તુરજી દારાશાહ રૂસ્તમજી સંજાનાએ ટેકો આપ્યો હતો, અને તેમ કરતાં તેઓએ બીજી કેટલીએક બાબદનું વીવેચન કરયું હતું.

અત્રે એક એરવદ સાહેબે જાહેર કરયું કે, રૂ ૧૦૦૦ ની કીંમતનો બંગાલ બેંકનો એક શેર મી૰ ફરામજી હોરમસજી શેઠનાએ આપ્યો છે, જેના વ્યાજમાંથી મરનાર દસ્તુરજી પેસ્તનજીને નામનું એક ઇનામ સર જમશેદજી મદરેસાના ફતેહમંદ વીદ્યાર્થીને આપવામાં આવશે.

**વહાડયાજીના આતશબેહેરામના નવા દસ્તુર તથા નાયબ દસ્તુરની નેમણુક.**

એ પછી એ આતશબેહેરામના મેનેજીંગ ત્રસટી મી૰ જમશેદજી બમનજી વહાડયાએ નીચલો અજુમન પત્ર વાંચયો હતોઃ—

"મીજલશના સાહેબો, અમારા મરહુમ મુરબીજી શેઠ હો. બ. વહાડયાજીનાં આતસબેહેરામના દસ્તુરજી સાહેબ સમસુલઓલમાં દસ્તુર ડાકતર પેશોતનજી બેહેરામજી સંજાના, એમ. એ. પી. એચ. ડી. ના હક થવાથી અમો ત્રસ્તીઓને અતીઅંત દલગીરી ઉપજી છે, અને અત્રે આએ મકાનમાં વસનારા તથા કામ કરનારા સઘલા મોબેદો તથા તેવણુને ચાહનારા દોસત આસનાવોમાં ગમગીની ફેલાઇ છે, એવું અમે સત માનીએ છીએ. આ પાક આતશ-બેહેરામ સાહેબના કેબલાને ૬૯ વરસ સુધીમાં સંજાના ખાનદાનના ત્રણ સાહેબો દસ્તુરીનો ઓધો ભોગવી ગયા છે. તેમાં મરહુમ દસ્તુર પેશોતનજી (ઇ૰ સ૰ ૧૮૫૮ માં નેમણૂક થયલી હોવાથી ) વરસ ૪૦ ની લાંબી મુદતવેર એ માનવંતો ઓધો ભોગવવાને નસીબવંત નીવડયા હતા. એવી નોધ લેતાં અમોને સંતોશ ઉપજે છે. આએ પાક મકાનની ઇજતમાં વધારો કરવા તથા પહરેજગારીથી સઘળાં દીનઆઇનના કામો કરાવવામાં તથા મકાનની પવીત્રાઈ વગેરે જાળવવાની અતીઅંત ખંત અને કાળજી રાખી હતી. અને આ પવીત્ર આત-શબેહેરામની કીરતી વધારવાની ભલી નેમ જીંદગીની છેલ્લી ઘડી સુધી રાખી પઇસા અને વખતના ભોગે તેને વળગી રહયા હતા, તેની અતરે નોંધ લઈયે છીયે. મરહુમ દસ્તુરજીની ખાએસથી પોતાના આએ આતશબેહેરામ સાહેબના દીનઆઈનને લગતા કારોબાર ચલાવ-વામાં મદદ કરવાના હેતુથી એવણુના માંગવાથી એવણુના બીજા દીકરા એરવદ દારાબજીને અમોએ નાયબ દસ્તુરની પદવી યઝદેજરદી સને ૧૨૬૪ અને ઈસવી સને ૧૮૯૪ માં આપી હતી કે જે ઓધાને અનુસરતાં કામકાજોમાં એવણ રોકાયલા રહેતા આવયા છે, જેવણે પોતાની બાહોશીથી જાહેરમાં સંતોશકારક દેખાવ કરયો છે. અમોએ અમારાં માક મકાનનાં ત્રસટદીડની અંદર જે સતા મેનેજીંગ ત્રસટી તરીકે હાલ અમો શેઠ પેસતનજી હોરમસજી બમનજી વહાડ-યાની વની ભોગવયે છીયે તે સતાની રૂએ અમારા હમશારીક ત્રસટીઓની સમત્તી સાથ એવા ઠરાવ ઉપર આવયા છે જે નાયબ દસ્તુર દારાબજી પેશોતનજી સંજાના, બી. એ., ને આજ-દીનથી એવણુના મુરબીજીની જગા ઉપર આએ પાક આતશબેહેરામના દસ્તુર તરીકેની નેમ-ણુક કરયે છીયે, જેઓની દસ્તુર તરીકેની બાહોશી જાહેરમાં જાણીતી છે, અને એરવદ રૂસ-તમજી એદલજી સંજાના જેઓ છેલ્લી યુનીવરસીટીની પરીક્ષામાં અવસતા અને પહેલવીની બીજી ભાશા સાથે બી. એ. ની સનદને લાયકના જાહેર થયા છે તથા આ આતશબેહેરામ તરફથી પહેલવહેલા મરાતબ થઈ બહાર પડયા હતા તેઓને નાયબ દસ્તુર તરીકે ઠરાવયા છે. મરહુમ દસ્તુરજીના નબીરાઓને ઉંચી અને સારી કેળવણી લઇ અમારા મરહુમ મુરબીજીના અંજુમનનાં વપરાસ થકી સ્થાપેલા આએ પાક આતશબેહેરામ ખાતે વધેલા જોઇ અમોને અતી-યંત સંતોશ અને ખુશી ઉતપંન થાય છે અને તેમજ દીનદાર જરથોસ્તીઓને પણ ખુશી હાંસલ થશે. અહી અમો નોધ લેવાની જરૂર જોઇએ છે કે મરહુમ દસ્તુરજી પેશોતનજીના વડા

બેટા એરવદ એદલજીએ પોતાની નાદરૂસત તબીયતને લીધે કાંઈ પણ ઓપો નહી લેતાં પોતાના ભણેલા બેટા રૂસતમજીને બહાર પાડી અમોને દરેક રીતે સગવડ કરી આપી છે તે એવણુને પોતાને માનને લાયકનું છે. અને પોતાના મરહુમ બાવાજીની હઇઆતીમાં એરવદ એદલજીએ મરહુમ દસ્તુરજીને જે કીમતી મદદો આપી હતી, તેને માટે આ તકે તેવણુને ઉપકારને લાયકના અમો જાહેર કરયે છીયે. આ સમાપ્ત કરવા આગમજ આ આતશબેહેરામના થતા દસ્તુર દારાબજીને તથા નાયબ દસ્તુર રૂસતમજીને જાહેરમાં કહેવાને દરૂસ્ત વીચારયે છીયે કે આમ લોકોમાં અને પોતાનાં મજમાનોમાં લોકપ્રીય થવાને પોતાનો ઉંચે દરજજેનો અભીયાસ ચાલુ રાખી સભયતા, મીલનસારપણું અને નમનતાઈ સાથ વરતી પોતાના માનમાં વધારો કરતા રહેશે. જેમ મરહુમ દસ્તુરજી આ મકાનમાં વસનારા, કામ કરનારા તથા બહારના આથોરનાન વટીક સાથ જેવી નમ્રતા અને દીલસોજી રાખતા હતા, તેના કરતા પણ વધારે વધતા પ્રમાણુમાં સઉને ચાહતા રહેશે. હવે તમો સાહેબોને જણાવવાને અમને સંતોશ ઉપજે છે કે અમારાં આ કામમાં જે સાહેબોએ અમોને પોતાની સલાહની કીમતી મદદ આપી છે, તે સરવ સાહેબોનો ઉપકાર માનયે છીયે. આટલું કહી આએ ભેગી મલેલી ગંભીર મીજલસની હજુરમાં દસ્તુર દારાબજીને તેવણુની પદવીની ઇધાણી દાખલ અમારા હમશરીક ત્રસટીઓની સમતી સાથ શીયાલ આપતાં અમો સરવને ખુશી ઉપજે છે, અને નાયબ દસ્તુર રૂસતમજીને તેવણુની પદવીની ઇધાણી દાખલ શીયાલ આપવા અમારા હમશરીક ત્રસટી શેઠ પેસતનજી હોરમસજી વહાડયાને એલતેમાસ કરયે છીયે.

પહેલી શીયાલ ઓઢવા પછી નવા દસ્તુર દારાબ પેશોતન સંજાના અકાબર સાહેબોને ભેટવા સારૂં તેમની બેઠક નજદીક ગયા, જયાં બીજા સાહેબોએ તેવણુને શયાલો ઓઢાડવાથી સુરતવાલા દસ્તુર રૂસતમજી જમશેદજીએ મોટે અવાજે જણાવયું કે, દસ્તુરજી સાહેબ દારાબજી પોતાની મોટી પદવી પ્રમાણે પોતાની અસલ બેઠક નજદીક આવીને શીયાલો સવીકારે તો સારૂં.

દસ્તુર દારાબ પોતાની અસલ જગાએ પાછા આવી ઉભા અને તેવણુને ૨૬ શીયાલો ઓઢાડવામાં આવી, જ્યારે નાયબ દસ્તુર રૂસતમજી એદલજી સંજાનાને ૬ શીયાલો એનાયત થઇ હતી.

દસ્તુર દારાબને નીચે મુજબ શીયાલો એનાયત થઇ હતીઃ—(૧) શેઠ વહાડયાજીના આતશબેહેરામના ત્રસટીઓ તરફથી; (૨) સર જમશેદજી જીજીભાઇ; (૩) શેઠ નવરોજજી માણેકજી વહાડયા; (૪) સર જહાંગીર કાવસજી રેડીમની; (૫) દસ્તુર રૂસતમજી જમશેદજી સુરતવાળા; (૬) કલયાણીવાળા દસ્તુર દારાશાહ રૂસતમજી સંજાના; (૭) શેઠ ફરામજી હોરમસજી શેઠના; (૮) મરહુમ હોરમસજી બમનજી વહાડયાજીના છોકરાઓ; (૯) મરહુમ અરદેશરજી હોરમસજી બમનજી વહાડયાજી તરફથી વીધવા બાઇ મેહેરબાઇ; (૧૦) [illegible] ણેકજી મનચેરજી હીરામાણેક; (૧૧) શેઠ માણેકજી ફરામજી હોરમસજી શેઠના; (૧૨) મરહુમ રૂસતમજી હોરમસજી બમનજી વહાડયાજીના છોકરાઓ; (૧૩) મરહુમ પેસતનજી કાવસજી શેઠનાના ભત્રીજાઓ; (૧૪) શેઠ ખરશેદજી એદલજી ઝવેરીના છોકરાઓ; (૧૫) શેઠ દાદાભાઇ રાનજીભાઇ કરંજયા; (૧૬) શેઠ નશરવાનજી અરદેશર હોરમસજી વહાડયા; (૧૭) શેઠો અરદેશર જહાંગીરજી વહાડયા તથા રતનજી ખરશેદજી વહાડયા તે સીગનપોરની દરેહમેહેરના ત્રસટીઓ; (૧૮) ચંદનવાડીખાતે વસતા કેટલાક જરથોસતીઓ; (૧૯) મોબેદ અસપંદયારજી બરજોરજી પંથકી તથા બેલીફ; (૨૦) વહાડયાજીનાં આતશબેહેરામમાં વસતા ભગરસાથના મોબેદો; (૨૧) એ આતશબેહેરામમાં વસતા ઉદવાડયા મોબેદો; (૨૨) એ આતશબેહેરામમાં વસતા વલસાડા મોબેદો; (૨૩) એ આતશબેહેરામમાં વસતા સુરતવાળા મોબેદો; (૨૪) મોબેદ ફરામજી માણેકજી મોબેદજીના; (૨૫) સંજાના ખાનદાનના કુટુંબીઓ અને (૨૬) શેઠ બરજોરજી રૂસતમજી પાદશાહ.

નાયબ દસ્તુર રૂસતમજી એદલજી સંજાનાને એનાયત થયલી ૬ શીયાલોમાં (૧) આતશ-બેહેરામના ત્રસટી સાહેબો તરફથી (૨) શેઠ ફરામજી હોરમસજી બમનજી શેઠના તરફની, (૩) શેઠ નશરવાનજી અરદેશર હોરમસજી વહાડયા તરફની, (૪) શેઠ માણેકજી ફરામજી હોરમસજી શેઠના તરફની, (૫) વહાડયાજીના આતશબેહેરામમાં વસનારા મોબેદો તરફની તથા (૬) મરહુમ શેઠ પેસતનજી કાવસજી શેઠનાના ભત્રીજાઓ તરફની હતી.

દસ્તુર દારાબજીએ શેઠીયાઓ નજદીક જઇ ભાશાણ કરતાં જણાવયું કે અમારા મરહુમ સુરબીજીનાં દલગીરીભરયાં મરણથી જે જગા ખાલી પડી છે, જેવણે સાહેબે ઘણી માનભરેલી રીતે ૪૨ વરસની મુદત સુધી એ જગા જાળવી હતી, તે માનવંત ઓધો અને બેતાબ આજ-રોજે આ પવીત્ર મકાનના ત્રસટી સાહેબોએ મુજ આદના સેવકને બક્ષયો છે, તે માટે હું અંતઃક-રણથી તેમનો આભાર માનું છું. વધુ ન બોલતાં હું એટલુંજ કહું છું કે મારા નયાગાનોએ આ મકાનના દસ્તુરોના ઓધાનું કામ બજાવયું છે તેમનેજ પગલે ચાલવાને પરવરદેગાર મને નેક તોફીઅત બક્ષે અને મારા માનવંત સુરબીઓએ પોતાના કામથી તમો સાહેબોને જે સંતોશ આપયો છે, તેટલોજ સંતોશ હું મારા કામથી આપવાને શકતીવાન થાવું. પોતાને શીયાલ ઓઢાડનારાઓનો આભાર માની પોતાના મરનાર સુરબીનાં મરણ વખતે જરથોસ્તીઓએ બતાવેલી દીલસોજી સારૂ, પોતાના કુટુંબ તરફથી તેમનો આભાર માની સેવટે દસ્તુર દારાબે દુવા ચાહી કે મરનાર દસ્તુરજીએ કરેલાં દીનદારીના કામોનાં બદલામાં પરવરદેગાર તેવણના રૂહને ગરોથમાન બેહેસત બક્ષે.

નાયબ દસ્તુર રૂસતમજી એદલજી સંજાનાએ જણાવ્યું કે આજ રોજે આ પાક મકા-નની નાયબ દસ્તુરી ઉપર ત્રસટી સાહેબોએ સેવકની નેમણુક કરી છે, તે માટે હું તેમનો આભાર માનું છું, તેમજ એ સાહેબોએ કરેલી મારી નેમણુક તરફ તમો સાહેબોએ જે પસંદગી દેખા-ડી છે, તે માટે હું તમારો પણ ઉપકાર માનું છું. મારા ઓધાની ફરજો તે પરવરદેગારની રહેમથી તથા તમો જરથોસ્તીઓની મદદથી સંપુરણ રીતે પાર પાડવાને હું સામરથવાન થાવું., એ મારી દુવા છે. મારા મરહુમ સુરબીજી માટે દસ્તુરજી સાહેબે જે બંદગી કરી છે, તેમાં હું પણ સામેલ થાવું છું.

મી૦ ખરશેદજી રૂસ્તમજી કામાએ જણાવ્યું કે સર જમશેદજી તથા અંજુમનના સાહે-બો, મને કરવામાં આવેલી ફરમાસથી આજના કામના હલ્લના તબકકે હું તમારી સેવામાં ખડો થયો છું. સાહેબો, દસ્તુર પેશોતનજીનાં મરણથી આપણા ટોળાને જે ખોટ ગઇ છે, તે તાકીદે પુરાવી મુશકેલ છે. ૪૦ વરસની દસ્તુરીની મુદત દરમયાન એવણે સાહેબે આપણી દીનનો અભ્યાસ પોતામાં ઘણો વધારયો હતો અને તેમાં ખસુસ કરીને પહેલવી જબાનની માહીતગારીમાં તેવણ ચુનંદા બનયા હતા, કારણ કે સર જમશેદજી જીજીભાઈ મદરેસામાં એ ભાશાની કેળવણી આપતાં તેવણને નવેસરથી કેટલીક શોધ ખોળ કરવી પડી હતી. એ સઘળાના પરીણામમાં મરહુમ દસ્તુરજી સાહેબ પોતાની બનાવેલી કેટલીક કેતાબો પોતા પાછળ મેલી ગયા છે. એ મુદતમાં એવણે અજમાએસ પણ ઘણી મેળવી હતી તથા પાક કહેરેલ દસ્તુર સાહેબ બનયા હતા, તોપણ આખર ઇશાન હોવાથી એવણ પોતાને ખટાના વમલમાંથી દુર રાખી શકયા ન હતા, અને તેના પસતાવાથી તેવણને પાછલે દહાડે કેટલુંક ખમવું પડયું હતું, જેની અસર એવણની તનદરોસ્તી ઉપર સ્પષ્ટ રીતે દેખાડી હતી. ઇનશાનની ખામી ઉપર જો બે ઘડી નીગાહ કરવી હોય તો તે આપણે માટે ઘડો લેવા માટે વાજબી થઈ પડે, પણ ગુજરેલાંની પછવાડે ચુપકીદી પકડી તેઓના સારા ગુણો યાદ કરવા બેહેતર છે.

આ એ તખાનાના ત્રસ્ટી સાહેબોએ બેહેસતી દસતુર પેશોતનજીની ખાલી પડેલી જગા તેવણુના નાના બેટા નાયબ દસ્તુર દારાબજીને આપી છે, જે નેમણુક તરપ તમો અંજુમનના સાહેબો તમારી પસંદગી દેખાડયા વગર રહેશો નહી. દસ્તુર દારાબજીએ અત્યાર આગમજ આપણી દીનઆઇનની પુરતી કેળવણી લીધેલી છે એટલુંજ નહી પણ કેટલાંક વરસ થયાં તેવણ સર જમશેદજી જીજીભાઇ મદરેસામાં પહેલવી જબાનના સબક આપતા આવેલા છે. એ ઉપરથી આપણને ખાતરી મળે છે કે તેવણ એ ભાશામાં પુરતા માહેર થયલા હોવા જોઇયે. એ વીશેની જો જાહેર પુરવારી જોઇતી હોય તો અત્યાર આગમજ તેવણે છપાવેલી કેટલીક વીદ્દવતાભારી કેતાબો છે. ધર્મની પુરતી કેળવણી લેવા ઉપરાંત એવણે મુંબઈ યુનીવરસીટીની બી. એ. ની ડીગ્રી મેળવેલી છે. એ રીતે ઉગમણુ તથા આથમણુની વીદયા હાંસલ કરીને પાકટ થઇને તેવણ દસ્તુરી ગાદી ઉપર આવે છે, જેથી આ મકાનના ત્રસ્ટી સાહેબોને, નવા દસ્તુરજીને કેળવણી આપવાની સગવડો કરી આપવાની કાંઇ ઇંતેજારી રહી નથી. તેવણ પઢેલ થયા છે, પણ કહરેલ થવામાં હજી ઘણું બાકી રહેલું છે. દસ્તુર દારાબજીને માથે આજથી કેટલીક ફરજો આવી પડી છે, તે ઘટતી રીતે બજાવીને જરથોસ્તી ટોળાને સંતોશ આપવાનું એવણના પોતાના હાથમાં છે. દરેક દસ્તુરને દીનઆઇનની માહીતી હોવાની મોટી જરૂર છે, પણ તે કરતાં વધારે અગતની જરૂર પોતાના ઓધાને છાજતા સદગુણો ધરાવીને તે સદગુણો મુજબ નીયમીતપણે અમલ કરવાની છે. દસ્તુરના ખેતાબમાં દાનાઇ, અશોઇ, નીતી તથા પહરેજગારી એ સઘળા ઉમદા ગુણો સમાયલા છે. "યથા અહુવઇરીયો અથારતુશ," એ પદ દેખાડે છે કે, જેવા દસ્તુર તેવા જજમાન. તેટલા માટે દસ્તુર દારાબજીએ તો હર પગલે અને ડગલે ગંભીરાઈથી મનમાં વીચારયા કરવું જોઇયે કે મારી ફલાણી વરતણુકથી જરથોસ્તી ટોળાને સારો ધડો મળશે કે માઠો ? એ નીયમ ઉપર ધ્યાન રાખી તેવણ દરેક બાબદમાં અમલ કરતા રહેશે, તો દસ્તુરીના દરજ્જાને તેવણ ખરો જેબ આપશે.

આએજ એક એવું આતશબેહેરામ છે કે જેના દસ્તુર યુનીવરસીટીના અભ્યાસથી પઢેલ થઇ દસ્તુરી ગાદી ઉપર આવે છે. ખરી વાત છે કે આપણામાં ઘણા લોકપ્રીય થઇ પડેલા સમશુલઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદી પણ આપણી યુનીવરસીટીના એક ગ્રાડયુએટ છે અને તેવણ મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની અગીયારીના પંથકી છે, પણ હું જે કહેવા માગું છું તે તો આતશબેહેરામના દસ્તુરના ઓધા વીશે છે. ત્રસ્ટી સાહેબોએ બીજું ડહાપણ મરહુમ દસ્તુર પેશોતનજીના વડા બેટા બેદલજીના વડા બેટા એરવદ રૂસ્તમજીને નાયબ દસ્તુર નેમલામાં વાપરયું છે. એરવદ રૂસ્તમજીએ પણ પહેલવી જંદ તથા ઇંગરેજી ભાશાઓની પુરતી કેળવણી લીધી છે અને તેવણે પણ આપણી યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા, "બીજી ભાષા" તરીકે અવસ્તા તથા પહેલવી સાથે પસાર કરી છે. એ રીતે આપણા નવા દસ્તુરજી તથા નાયબ દસ્તુર બંને બી. એ. ની ડીગ્રી ધરાવે છે અને નાયબ દસ્તુર એમ. એ. સુધી પોતાનો અભ્યાસ જારી રાખવાના છે. એ માટે ત્રસટી સાહેબો આપણને સધયારો આપે છે કે તેઓ એરવદ રૂસ્તમજીને એમ. એ. ની પરીક્ષા સુધીનો અભ્યાસ કરવા માટે સવળતા કરી આપશે. જે ખુબીઓ દસ્તુર સાહેબ માટે જરૂરની છે તેજ ખુબીઓ નાયબ દસ્તુરમાં પણ હોવી જોઇ યે. સેવટે ત્રસ્ટી સાહેબોને મુબારકબાદી આપી, આપણે જરથોસ્તીઓએ પોતે પણ મુબારકબાદી લેવાની છે કે એકજ આતશબેહેરામના દસ્તુર તથા નાયબ દસ્તુર બંને અવસ્તા પહેલવીના ખાં તેમજ આપણી યુનીવરસીટીના ગ્રાડયુએટો છે.

——ooo——